

# ભવિષ્યનાં પએગામ્બરો સંબંધી જરથોશ્તી સાહિત્યમાં આવેલી વીગતો

અને

# કેટલાક ધર્મસ્થાપકોના એ સંબંધના નાપાયદાર દાવાઓ.



ભાષણ કર્ત્તા:

મી૦ સોહરાબ જમશેદજી બલસારા, એમ. એ.

પ્રગટ કરનાર:

ધી બોમ્બે પારસી એસોશીએશન.

મુંબઇ.

યઝ૦ સ૦ ૧૩૧૩. ઇ૦ સ૦ ૧૯૪૪.

# ધી બોમ્બે પારસી એસોસીએશનનાં મરહુમ ખેરખાહ મેમ્બરોની અશો યાદમાં અર્પણ.

**પેટ્રનો**

મરહુમો :—

સર હોરમસજી કા. એડનવાલા.
શેઠ કેકોબાદ કા. એડનવાલા
" નશરવાનજી ના. ઑઇશ.
" માણેકજી પે. ભરૂચા.

**જીંદગી સુધીના સભાસદો**

શેઠ દીનશાહ જી. ઇરાની.
" દાદીબા ફ્. કામા.
" માણેક અ. કારંજાવાલા.
" નશરવાનજી ન. કુપર.
" બરજોરજી દા. જીજીભાઇ.
" પેસ્તનજી બી. બેહરામજી.
" અરદેશર ર. ભગવાગર.

શેઠ સોહરાબ ફ્. ભરૂચા.
" ફીરોઝશાહ જાં. મર્ઝબાન.
બાઇ અરનવાઝ હો. મેજર.
શેઠ ફ્રામરોઝ દી. લામ.
" સોહરાબ ખુ. વાડીઆ.
" જાંહગીર જ. વીમાદલાલ.
" હીરજીભાઇ બ. વોર્ડન.
ડા૦ હોરમસજી ન. શીરવઇ.
શેઠ એરચશાહ રૂ. હીરજીબેહદીન.

**કારોબારીઓ**

ખા. સા. માણેક હો. દાદાચાનજી
" ધનજીભાઇ ફ્. દુબાશ.
ડા૦ ધનજીભાઇ ન. પટેલ.
શેઠ ફ્રામરોઝ પે. શરાફ.

---

"અષાઉનાંમ વંઘઉહીશ સૂરાઓ
સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે."
(યશ્ન ૧૩)

( અર્થ ).

અશો લોકોનાં ભલાં, શુરાં, વૃદ્ધિ કરનારાં
ફ્રેવહરોને હમો વખાણીએ છીએ !

---

યા હાઇતિનાંમચા; બૂષ્યેઇન્તિનાંમચા
મજિશ્તાચા, વહિશ્તાચા, સ્રએશ્તાચા,
યા આહૂરિશ જરથુશત્રિશ.

(યસ્ન ૧૨)

(અર્થ).

હાલમાં જેટલી (દીનો) મોજુદ છે, તથા જેટલી હવે પછી થશે,
તેઓમાં સૌથી મ્હોટી, સૌથી સરસ, તથા સૌથી શ્રેષ્ટ,
તે હોરમઝદી-જરથોસ્તી દીન છે.

---

# દી બા ચો.

---

અમારી "ઓમ્બે પારસી એસોસીએશન"ની તા૦ ૯-૮-૧૯૪૩ ને દીને મળેલી કારોબારી કમિટીની સભામાં એસોસીયેશનના સરનશીન શેઠ વીકાજી અર્દેશીર તારાપોરવાલા, F. R. I. B. A., એ કમિટીનું ધ્યાન ખેંચ્યું હતું કે આપણી પારસી ઝરથોસ્તી કોમમાં કેટલાક વખતથી આપણી બુલંદ દીન અને તેના બરકતી ચાલતા આવેલા રીત-રેવાજો બાબદમાં જુદા જુદા અને ઉલતા સુલતી મતો જાહેર થયા કરે છે; અને તેથી પુખ્ત ઉમરનાઓનું—અને ખસુસ કરીને ઉભરતી ઔલાદનું દીની-ઇમાન દામાદોળ બનતું જાય છે; અને ખરી વસ્તુ શું છે, અને ખરો માર્ગ શું લેવો જોઇએ, તે જાણવાને તે લોકો ગુંચવાડામાં અફડાયા કરે છે. તેમજ વળી બહાઈ ધર્મ-વાળાઓ કેટલાક ગલત અને નાપાયાદાર દાવાઓ કરીને ભોલા ઝરથોસ્તીઓને પોતાના ધર્મમાં ખેંચે છે, કે જેમાં ખાસ કરીને આપણા ઇરાની ઝરથોસ્તીઓ મોટા ભાગે ભોગ બને છે એમ જણાય છે. આવા કમનશીબ સંજોગોમાં આપણી વ્હાલી કોમની વાજબી દીશામાં રાહબરી કરવાની મતલબથી આપણી એસોસીયેશનને કાર્યસાધક વહેવારૂ પગલાં તરીકે કોમના વિદ્વાન ધર્મ-અભ્યાસીઓ પાસે જરૂરી ભાષણો કરાવવાં જોઇએ; જે માટે ચોકસ ઓનોરેરિયમ પણ આપવું; અને તે ભાષણો પાછલ થનારા ખરચ માટે પોતે રૂ. ૧૫૦) આપવાની ખાહેશ બતાવી હતી. આ બાબતમાં કારોબારી કમિટીએ સંપૂર્ણ સહાનુભૂતી દર્શાવી હતી, અને તે બાબતમાં એક ઠરાવ પસાર કર્યો હતો.

મજકુર ઠરાવાનુસાર અમારી એસોસિએશન તરફથી ઉપલું પહેલું ભાષણ **શનીવાર તા૦ ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૪૩ ને** દીને સાંઝે ડૉ૦ સર જીવનજી મોદી મેમોરિયલ હૉલમાં ( મુંબઈ ) જાણીતા અવસ્તા-પહેલવી **સ્કૉલર શેઠ સોહરાબ જમશેદજી બલસારા, એમ. એ.** એ **" ભવિષ્યનાં પેગામ્બરો સંબંધી ઝરથોશ્તી સાહિત્યોમાં આવેલી વીગતો, અને કેટલાક ધર્મસ્થાપકોનાં એ સંબંધી નાપાયાદાર દાવાઓ "** ઉપર એક બહુ વિદ્વતાભર્યું અને મનન કરવા જેવું આપ્યું હતું. આ ભાષણ વખતે સરનશીનની ખુરશીએ એસોસીયેશનના સરનશીન શેઠ વીકાજી અ. તારાપોરવાલા બીરાજ્યા હતા. મજકુર ભાષણ હાજર રહેલા સર્વે હમદીનોમાં ભારે પ્રશંસા પામ્યું હતું, અને તે ખતમ થતાંજ તેને એક ચોપાન્યા રૂપે પ્રગટ કરીને તેનો બોહોળો ફેલાવો કરવાની સુચના કારોબારી કમિટીનાં અનેક સભ્યો તરફથી કરવામાં આવી હતી. આ સુચના ખુશીથી ઉપાડી લેવામાં આવી હતી, અને તે છાપવા ધારેલાં ચોપાન્યાનાં ખર્ચ માટે અમારી એસોસીયેશને પોતાના **સરનશીન શેઠ વીકાજી અ. તારાપોરવાલા,** (જેવણ તેના એક સ્થાપક અને ટ્રસ્ટી પણ છે) તેમને અર્ઝ કરતાં તેવણ સાહેબે છપામણીનો તમામ ખર્ચ **આ એસોસીએશનના મરહુમ બેરખાહ મેમ્બરોની અશો યાદમાં** આપવાની ખુશી જાહેર કરી હતી. પરીણામમાં આ અગત્યનું ચોપાન્યું પ્રગટ કરવાને અમારી એસોસીયેશન શકિતવાન થઈ છે. ભાષણો તેમજ આ ચોપાન્યું છપાવવાનાં ખર્ચ માટે આપેલી રકમ માટે અમારી એસોસીએશન શેઠ વીકાજી તારાપોરવાલાનો અંતઃકરણપૂર્વક આભાર માને છે; અને દોઆ ગુજારે છે કે અમારી એસોસીએશનને માથે એવો જેવા ઉત્સાહી, ઉદાર, કાબેલ, અને કોમહિતકારી સરનશીન લાંબા કાળ સુધી વંદરોસ્તીભર્યા અને આબાદીમાં હૈયાત રહે.

જાણીતા છાપા "જામે જમશેદ" પણ અમારી અર્ઝ ઉપરથી શેઠ સોહરાબ જ. બલસારાનું મજકુર ભાષણ આખું છાપ્યું હતું, તે માટે તેના કોમી દાઝ ધરાવનારા લાયકીવાળા એડીટર સાહેબનો પણ અત્રે અમે આભાર માન્યે છીયે.

**સોહરાબ રૂ. ભામજી,**
ઑ૦ જનરલ સેક્રેટરિ,
**બોમ્બે પારસી એસોસીએશન.**

મુંબઈ, તા૦ ૧-૫-૧૯૪૪.

# સ્પિતમ જરથુશ્ત્રએ જગતની કરેલી રાહબરી

જગતમાં મિનોઇ રાશની અને અષો આનંદનો પ્રકાશ પાડનારા એમના મહાબોધો વચનો

આપણો અષો ધર્મ પાછો બરપા કરનારા ભવિષ્યના પએગામ્બરો બાબે જરથોસ્તી સાહિત્યમાં આવેલી વીગતો સંબંધી કેટલાએક ધર્મ–સ્થાપકોના નાપાયદાર દાવાઓ

"બોરૂએ પારસી એસોસિએશન" હસ્તકનું ભાષણ

શનીવાર તા. ૧૮ મી સપટેમ્બર ૧૯૪૩

ભાષણકર્તા : મી૦ એ[illegible]શાબ જમશેદજી બલસારા, એમ. એ.

## આપણા અષો ધર્મનું ભારી પુરાતનપણું; તે ઉપરથી બાંધવામાં આવતું ખોટું મત

પવિત્ર રાહબર સ્પિતમ જરસ્ત્રએ જે અષો ધર્મ જગતજનોને શીખવ્યો છે તે એટલો બધો પુરાણો છે કે તે માટે જગતના વિદ્વાનો ઘણાંએક હેરફેર લખાણો કરી ગયા છે. એ છતાં સર્વથી પુરાણાં અને ભરોસો મુકવા જેવાં લખાણો સર્વ એકમત છે, અને તેને બીજી અલાહેદી તપાસોથી પ્રબળ ટેકો મળે છે, કે આપણા અષો રાહબરનો જમાનો આજથી આઠ હજાર વર્ષોથી ઓછો તો નથીજ. આ બીના હમોએ હમારાં એક ભાષણમાં પુર્ણ રીતે સમજાવી છે.*

* જુઓ "પવિત્ર રાહબર જરથુશ્ત્ર અને તેમનો અષો ધર્મ" (૧૯૩૪), ભાષણ ચોથું. રાહનુમાએ માઝદયસ્નાન સભા સીરીસ.

આપણો અષો ધર્મ આટલો બધો પુરાતન હોવાથી કેટલાક લોકો એવું ઉતાવળ્યું મત બાંધે છે કે એ કારણે તે હવે હમણાના જમાનાને બરનો રહ્યો નજ હોય. પણ એ મત કેટલું બધું ઉતાવળ્યું અને નાપાયાદાર છે તે આપણા અષો ધર્મનાં સિધ્ધાંતો અને શિક્ષણોની મોકળાં મનની તપાસથી તુરતજ જણાઈ આવે છે.

## આપણા અષો ધર્મની ઉત્તમત્તા સમજવાનો આપણો પ્રથમ ધર્મ

આપણા અષો ધર્મની ઉત્તમત્તા પવિત્ર અવસ્તા સાહિત્યનાં હરેક પૃષ્ટમાં, હરેક વીભાગ કે હરેક વાકયમાં સ્પષ્ટ રીતે પ્રદર્શિત થાય છે; એ છતાં એ ઉત્તમતા એનાં સંપુર્ણ સ્વરૂપમાં પવિત્ર ગાથાનાં અષો ભજનોના શબ્દેશબ્દમાં પ્રગટ આવે છે. એટલા માટે બીજાં સાધનોથી એ ઉત્તમત્તા જાણવા પહેલાં પવિત્ર ગાથાના શબ્દોથીજ તે પહેલી સમજી લેવી એ આપણો ધર્મ હોવો જોઇએ. એ ઉપરાંત સર્વ જગતજનોના અષો રાહબર તરીકેની સર્વોત્તમ અનુકુળતા માત્ર પવિત્ર જરથુસ્ત્રજ ધરાવતા હતા, એ પણ પવિત્ર ગાથાના અષો શબ્દથીજ આપણે પહેલાં સમજવી જોઇએ.

## હંમેશના સબળ અને સત્ય સિધ્ધાંતો ઉપર રચાયલો આપણો અષો ધર્મ

આવા વિષયોમાં પ્રજાકીય અભિમાનનો પ્રશ્ન ઉભો કરવો જોઇતોજ નથી. આમાંતો જે સત્ય છે તેનું તોલજ માત્ર કરવાનું હોય છે. અને એટલા માટે જો એમ કહીએ કે જગતના અષો રાહબર તરીકે પવિત્ર જરથુસ્ત્રજ સર્વોત્તમ દરજ્જો ધરાવે છે તો તે સત્યથી વેગળું તો નથીજ, કેમકે એમના પવિત્ર ધર્મનો પાયોજ એવા સબળ અને સત્ય સિધ્ધાંતો ઉપર રચાયલો છે અને એમના પાક ધર્મનાં સિધ્ધાંતો અને શિક્ષણો એવાં હરહંમેશ નીભતાં સત્યો છે કે એમના અષો ધર્મથી ચઢતો કોઈ ધર્મ હોઇ શકે નહિ એવો દાવો કરતાં તો અચકવાનું જરાએ કારણ કોઇને રહેવું નજ જોઇએ.

એક ગેર–જરથોસ્તી વિદ્વાને હમોને પુછાવેલા કેટલાક પ્રશ્નોના જવાબોમાં પવિત્ર જરથુસ્ત્રનો અને તેમના અષો ધર્મનો દરજ્જો સૌથી ચઢતો શા માટે છે તેનો જે ઉત્તર હમોએ આપ્યો છે તે સર્વજ અત્રે ઉતારી લેવું અનુકુળ નથી, પણ પવિત્ર જરથોસ્તી ધર્મનાં સિધ્ધાંતો અને શિક્ષણો સંબંધીજ જે શબ્દો હમોએ એમને લખ્યા છે તેજ માત્ર અત્રે જણાવીશું તો આપણી નેમ સચવાશે.

કેટલાએક પેગામ્બરોએ પોતેજ ખુદા કે ખુદાનું સ્વરૂપ હોવાનો અઘટીત અને હરેક રીતે અસંભવિત દાવો કીધો છે તેવો કશો દાવો પવિત્ર જરથુસ્ત્રએ

કદી કીધો નથી, પણ ખુદા પાકના એક પ્રેમી પરસ્તાર અને જગતજનોના તારણહાર તરીકેજ પોતાને ઓળખાવ્યા છે;

પવિત્ર જરથુસ્ત્રએ એવો દાવો કદી કીધો નથી કે ખુદા પાક માત્ર તેમના અનુયાયીઓનાજ મિત્ર અને મદદગાર છે અને બીજા સર્વના વિરોધી અને દુ:ખ દેનાર હોય છે; પવિત્ર જરથુસ્ત્રનો ધર્મ જેઓ ન સ્વિકારે તેમને એમણે એવી ધમકી આપી નથી કે એજ કારણે તેવાં વ્યકિતઓ કે પ્રજાઓનો ખોદા પાક નાશ કરી નાખશે;

પવિત્ર જરથુસ્ત્રએ એવો કદી દાવો કીધો નથી કે જેવા કોઈ તેમના ધર્મમાં દાખલ થાય તેવાજ તે મોક્ષ મેળવી દે છે કે ખોદા પાકની ખાસ મેહરબાનીને અને બહેસ્તનાં ઉત્તમ સુખને લાયક થઈ જાય છે. તેમણે સ્પષ્ટ શિખવ્યું છે કે હરેક જનોને તેની કરણીનાં ફળ પુર્ણ ન્યાયની રીતેજ મળી શકે છે;

પવિત્ર જરથુસ્ત્રએ કદી એવો દાવો કીધો નથી કે જેઓ કોઈ તેમનો ધર્મ માન્ય રાખે છે તે સર્વને, તેઓનાં પાપો પોતાને માથે લઇ લઇને, તેમનાથી તુર્તજ તેઓ મુકિત અપાવી શકે છે. તેમનુ અષો શિક્ષણ તો એ છે કે સર્વએ પોતાની કરણીનું ફળ પોતેજ ભોગવવાનું હોય છે, તેમાંથી તે પોતાની કરણી સુધારીનેજ તારણ મેળવી શકે છે;

પવિત્ર જરથુસ્ત્રએ પોતાના અનુયાયીઓને કદી એવું શીખવ્યું નથી કે તેઓ તેમના ધર્મમાં આવ્યાથી બીજા સર્વ જગતજનોથી ચઢતા બની જાય છે, તેમજ બીજા સર્વ જગતજનોનાં રાજ્યપાટ, વતન, છુટાપણું, માલમિલ્કત અને કુટુંબોને લૂટી લેવાનો હક ધરાવતા થાય છે; તેમણે સ્પષ્ટ શિક્ષણ આપ્યું છે કે તેમના અષો ધર્મનો ફેલાવો પ્રેમ અને નેકીથીજ કરવાનો હોય છે, તેમજ જેઓ તેમના ધર્મમાં ન હોય તેઓ તરફનાં ન્યાયી વર્તણમાં કે તેઓ તરફનાં ભાઇબંધી કે માણસાઈ પ્રેમમાં કશો ફેર પડવો જોઇતો નથી.

## ખુદા પાક વિષે આપણા ધર્મે આપેલું સત્ય જ્ઞાન

પવિત્ર જરથુસ્ત્રએ ખુદા પાક વિષે જે સત્ય જ્ઞાન આપ્યું છે તે એ છે કે ખુદા પાક મહા પૂજ્ય અને પાર વગરનો ઉચ્ચ દરજ્જો ધરાવતા વ્યકિત છે; તે સર્વ–જ્ઞાની છે અને અપાર ડહાપણ ધરાવે છે; તે સૌથી ચઢતા પાયાનું હોશ ધરાવે છે; તે સંપૂર્ણ અને મહાસત્ય સમજશકિત ધરાવે છે; તેમનામાં સીમા વગરની ભલાઈ, સદ્દગુણ અને મહા પ્રેમ છે; સર્વ જગતના તે પેદા કરનાર અને રાજ્યકર્તા છે; કોઇપણ વ્યકિત તેમના જોડીદાર કે વિરોધી નથી; તે સર્વ તરફ એકસરખા દયાવંત અને માયાળુ હોય છે, અને તેમનામાં કોઇએ તરફ બુરી લાગણી હોઈ શકિતજ નથી; અષો જનો તેમજ બુરાઇમાં

લપસી પડતા ચુકભરી મનોવૃત્તિના જનો બન્ને તરફ એકસરખી માયાળુ અને પ્રેમી લાગણી તે ધરાવે છે; અને સર્વ જગતજનો તેમના મહાસદ્ગુણ અને મહાઆનંદની સ્થિતિને પહોંચતાજ જાય એવી ચાલુ ખાહેશ તે ધરાવે છે અને તે ખાહેશ બને એટલી વહેલી બર આવતી જાય એવા ઉપાય ચાલુ લેતાજ રહે છે.

## સર્વ જહાનના સંબંધમાં આપણા અષો ધર્મથી મળતુ રોશન જ્ઞાન

સર્વ જહાનના સંબંધમાં પવિત્ર જરથુસ્ત્રએ એવું શીખવ્યું છે કે સર્વ જગતના કિર્તાર અષો દાદાર અહુરમઝદજ છે એટલે તેમાં તે પોતેજ પ્રદર્શિત છે અને તેથી તેમાં તે પોતે, તેમની મહાશકિત, તેમનું મહામન, તેમનું મહાડહાપણ, તેમની અખૂટ ભલાઈ અને તેમનાં પોતાનાં મહોટાઇ અને સુદરતા એ સર્વ હાજરજ હોય છે, એટલા માટે સર્વ જગત અને તેમાની રોશન, સુંદર અને પ્રકારપ્રકારની સર્વ વસ્તુઓ હરેક રીતે જેટલી ઉપયોગી તેટલીજ પૂજ્ય હોય છે. તેથી તેમને પણ પૂજ્ય ગણવી, તેમના તરફ માનથી જોવુ, તેમની સંભાળ રાખવી અને તેમનો કાળજીપુર્વક અભ્યાસ કરવો, એ સર્વ રૂડા જનોનો ધર્મજ છે એમ સમજવું જોઇએ છે.

સર્વ પ્રાણીઓ અને માણુસજાતના સંબંધમાં પવિત્ર જરથુસ્ત્રે એવું શીખવ્યું છે કે તેઓ સર્વ તરફ ભ્રાતૃભાવ અને પ્રેમથી વર્તવાનું હોય છે. તેમને કોઇને પણ કષ્ટ આપવું તે અષો પરવરને જેઓ પ્રેમી છે તેમનેજ કષ્ટ આપ્યા બરાબર ઠરે છે, અને તેથી એવું કાર્ય ખુદા પાકની નાપસંદગીને લાયક થઇ પડે છે. સર્વ પ્રાણીઓની કાળજીપૂર્વક બરદાસ્ત કરવી અને તેઓને સુખ અને આનંદમાં રાખવાં એ હરેક સત્યમાર્ગીજનનો ધર્મજ હોવો જોઇએ. સર્વ માણસજાતે અરસપરસ પ્રેમ અને રૂડી લાગણીથી વર્તવું, બીજાનાં સુખમાં પોતાનું સુખ સમજવું, સર્વના સુખદુઃખમાં સહાયક થવું, કોઇનું બુરૂ નજ કરવું, સત્યતાને રૂડે માર્ગેજ ચાલતા રહેવું, અને પોતાનાં વિચાર, વચન અને કાર્યને સત્યના અને અષો ઉત્તમત્તાના નિયમોને અનુસરતાંજ રાખવાં, પોતાના મનની ખીલવણી કરવા માટે ઉચ્ચ જ્ઞાન સંપાદન કરતા રહેવું અને પોતાનાં વચન અને કાર્ય જીંદગીને અને સંસારને ઉચ્ચ પાયા ઉપર મેલે એવાં સભ્ય અને રોશન બનાવવાં.

## આવા ઉચ્ચ અને હંમેશગીનું સત્ય ધરાવનાર અષો ધર્મથી ચઢતો કોઇ પણ ધર્મ હોઇ શકે નહિ

આવા ઉચ્ચ અને હમેશગીનું સત્ય ધરાવનાર અષો ધર્મથી બીજો ચઢતો ધર્મ શું હોઈજ શકે એ કોઇની પણ સાદી સમજની બહારની વસ્તુ

છે. ઉપર વર્ણવેલા સર્વ સિધ્ધાંતો પવિત્ર જરથોસ્તિ ધર્મના સર્વમાન્ય સિધ્ધાંતો છે. એવા પુરાં સત્ય અને સંપુર્ણતા ધરાવતા સિધ્ધાંતો બીજે કથે પણ જોવામાં આવતા નથી. એ છતાં કોઈ એવો દાવો કરે કે એ સિધ્ધાંતો છોડી હવે નવા સિધ્ધાંતો સ્વિકારવા જોઇએ, તેઓ યાતો જરથોસ્તી ધર્મથી અજ્ઞાન હોય યાતો તેઓ જાણીજોઈ અસત્ય બીના આગળ કરતા હોય.

એટલાં માટે કાંઈ નહિ તો હરેક જરથોસ્તી જનની ફરજ છે કે ઉપલા સર્વ સિધ્ધાંતોથી માહિતગાર રહેવું, તેમને પાળતા થવું, અને તેમની સામેના હરેક પ્રચારનો દ્રઢ સામનો કરવો.

## જરથુશ્ત્ર સ્પિતમ સિવાય બીજા કોઇબી આત્મા, પએગામ્બરીનું મહાસ્થાન મેળવવા લાયક, ઇશ્વરી શકિતઓને જણાયા ન હતા

પવિત્ર જરથુસ્ત્રનાં મહાગુરૂપદની આવી ઉચ્ચતાનાં કારણેજ પવિત્ર અવસ્તા સાહિત્યમાં તેમની ભારી પ્રસંશા થઇ છે. અને એટલા માટેજ અષો ગાથામાં કહ્યું છે કે જ્યારે જગતના આત્માએ એક તારણહાર મેળવવા માટે પરવરદેગારને પ્રાર્થના કીધી ત્યારે પવિત્ર જરથુસ્ત્ર સિવાય કોઈ બીજો આત્મા એ મહાગુરૂપદને લાયકનો આખાં જગતમાંએ હતો નહિ, અને તેથી અષો દાદાર અહુરમઝદે કહ્યું કે:

" જરથુસ્ત્ર સ્પિતમ એ એકલાજ વ્યકિત છે
કે જેમણે હમારા મહા બોધો ધ્યાનપૂર્વક સમજ્યા છે.
તેજ માત્ર છે જે હમો મહાજ્ઞાનેશ્વર સંબંધનાં
અને સર્વોત્તમ સત્યના સંબંધનાં અષો જ્ઞાનનો ફેલાવો કરવાનો
મહાયત્ન કરવા તલપી રહ્યા છે.
એટલા માટે એમનેજ માત્ર
પએગામ્બરીનું મહાસ્થાન હું બક્ષી શકું છું."*

## પવિત્ર જરથુશ્ત્રના મહાબોધના પ્રથમ સિધ્ધાંતો

એ મહાપદ મેળવીને પછી જ્યારે એમણે જગતજનોને બોધ દેવાનો આરંભ કીધો ત્યારે તેમને જે પ્રથમ શબ્દો એમણે કહ્યા તેની માત્ર એકજ કળીમાં નીચલો મહાબોધ સમાયલો હતો:

" તમો કે જેઓ આતુર જીગરે
હમારો ધર્મ-બોધ સમજવા આવ્યાં છો,
તેઓને આ મહત્વની ચીજ હું કહું છું
કે જે ચીજને ઉપર તમો જ્ઞાનીજનોએ

---

* યસ્ન ૨૯, ફ. ૮.

સંપૂર્ણ ચિત્ત લગાડવું જોઇએ—
યાને, હસ્તિના ખુદાવંદની મહાસ્તુતિ,
તેમનાં પ્રેમી રૂડાં મનની પૂર્ણ ભક્તિ,
અને અષો પવિત્રતાના નિયમને અનુસરતું
સદ્દગુણ ઉપરતું મહામનન,
કે જેઓથી તમોમાં આત્મિક રોશ્નીનો પ્રકાશ પ્રકાશે.
અને ઉત્મ મિનોઇ આનંદ
તમોમાં ખુલ્લો પ્રદર્શિત થાય!*

## એમના મહાબોધના વચનોથી જગતમાં પ્રકાશી ઉઠેલાં મિનોઇ રોશની અને અષો આનંદ

પવિત્ર સ્પેન્દ નસ્કમાં કહ્યું છે કે જ્યારે અષો જરથુસ્ત્રનો મહાબોધ સાંભળવા ઇરાનની મહાન દરબાર ભેગી મળી ત્યારે ત્યાં અદભુત અને ઉમદા દેખાવો થઇ રહ્યા. તે સન્મુખ જ્યારે તેમણે પોતાના મહાબોધનું ઇશ્વરી ગાયન ગાયું ત્યારે સર્વના આત્માઓને બહેસ્તની ખુશાલી બરપા થઈ, તે માનવંતી દરબારની ઝકઝકતી રોશ્નીઓમાં વધુ પ્રકાશ આવ્યો, માણસોનાં જીગરોમાં શાન્તિ અને આનંદ ફેલાઇ રહ્યાં, અને જાનવરો પણ તે આનંદ બક્ષતા મધુર શબ્દો સમજી એવી ખુશાલીથી ભરેલાં જણાયાં કે જેવાં તેઓ આગળ કદી દીસ્યાં ન હતાં.

## એક યા બીજા સંજોગે આખાં જગતમાં ફરી વળેલો પવિત્ર જરથુશ્ત્રનો અષો ધર્મ

પવિત્ર રાહબર સ્પિતમ જરથુસ્ત્રનો અષો ધર્મ જગતજનોને એવો સુંદર અને અનુકુળ જણાયો કે તેમના સમયમાં અને તેમના પછીના જમાનાઓમાં તે એક યા બીજા રૂપે પેસીફીક મહાસાગરથી તે છેક એટલાંટીક મહાસાગર સુધીના તમામ પરદેશોમાં તેમજ ઉત્તર આફ્રીકાની સુધરેલી પ્રજાઓમાં તે ફેલાઇ ગયો હતો. અને એ સર્વમાં વધુ હેરતભર્યું તો એ છે કે પુરાતન ગ્રીસના સૌથી મહાન ગણાતા ફિલસુફોએ પોતાની ફિલસુફીઓનો પાયો મહારોશન જરથોસ્તી દીનનીજ ઉચ્ચ ફિલસુફી ઉપર રચ્યો હતો. એ સર્વ હેરતભરી બીનાઓ હમોએ 'Religion of Zarathushtra among Non-Iranian Nations.'† નામના હમારા વિષયમાં અચુક સુદ્દાઓ સાથ રજુ કીધી છે.

---

* યસ્ન ૩૦, ફ. ૧.

† Cama Oriental Institute Journal, No. 35, pp. 71-129.

## આપણા અષો ધર્મનાં ભવિષ્ય સંબંધીની અગમચેતીઓ; તે સંબંધીના ખોટા દાવાઓ

એ છતાં આપણી અષો દીનને એક યા બીજાં કારણે ભારી આફ્તો-માંથીબી પસાર થવું પડયું છે. એ સંબંધીની અગમચેતીઓ આપણાં ધાર્મિક સાહિત્યમાં આવેલી છે, અને તે સાથેજ એવું પણ તેમાં આવેલું છે કે આપણી અશો દીનને સજીવન કરનારા મહાન પુરૂષોબી ભવિષ્યમાં જનમ લેનારા છે. આપણાં એ લખાણોનો મદાર લઇ કેટલાક ધર્મ-સ્થાપકોના અનુયાયીઓએ એવો દાવો કર્યો છે કે એ અગમચેતી કરેલા મહાપુરૂષો એ નવા ધર્મ-સ્થાપકો પોતેજ હતા, તે દાવો તદનજ પાયા વગરનો છે, તે આપણો વિષય આગળ ચાલતાં આપણે જોઇશું; પણ તેનું મુખ્ય કારણ તો એ છે કે તે મહાપુરૂષો પાક જરથોસ્તનાંજ તોખમના અને જરથોસ્તી ટોળામાંથીજ પેદા થનાર છે એવું જણાવેલું છે તે મુખ્ય બીના એવા દાવાદારોને મુતલગજ બંધબેસ્તી આવતી નથી.

જરથોસ્તી સાહિત્યમાં આવેલી ભવિષ્યના પએગામ્બરો સંબંધની વીગતો અવસ્તા સાહિત્યમાં માત્ર ફ્રવર્દીન અને ઝમ્યાદ યસ્તોમાં અને કાંઇક વંદી-દાદની ૧૯ મી ફ્રગતમાં આવેલી છે; જ્યારે પહલવી સાહિત્યમાં તે મુખ્યત્વે "સ્પેન્દ નસ્ક"નો સાર ધરાવતાં દીનકર્દનાં સાતમાં પુસ્તકમાં તેમજ બહમન યસ્ત ઉપર વિવેચન કરતાં પહલવી પુસ્તક "ઝંદે વોહુમન યસ્ત" એ નામનાં પુસ્તકોમાં મલે છે. પહલવી પુસ્તકોમાં એ સંબંધના બીજા એશારાઓ "બુન્દહેશ્ન," "દાદસ્તાને દીનીક", "દીનકર્દ"નાં આઠમાં અને નવમાં પુસ્તકો, વગેરેમાં પણ આવેલા છે.

પવિત્ર અવસ્તામાં એ સંબંધી જે વીગતો આવી છે તેમજ તે સંબંધનું જે વિવેચન પહેલવી પુસ્તકોમાં આવેલું છે તે ધ્યાનપૂર્વક સમજતાં એવું દીસે છે કે એ સંબંધનો અસલ અર્થ તો પવિત્ર જરથોસ્તે સ્થાપેલી અષો દીનની બરકતથી જગતજનોમાં જે આત્મિક ઉન્નિતિ ચાલુ થતી રહી છે તેના ચઢતા જતા પાયાઓની વીગત સમજાવવાનોજ હતો. પરંતુ એ વીગત કોઇ બીજા હિંગામ માટે રાખી એ લખાણોનો સામાન્ય અર્થ જે આપવામાં આવ્યો છે તેજ આ ભાષણમાં આપણે સમજીશું.

## પુરાતન જરથોશ્તી વિદ્વાનોમાં પ્રસરેલી જયોતિશની માન્યતાનો એ અગમચેતીઓ સાથ સંબંધ

એ બાબદ ઉપર વધુ બોલવા આગમચ આપણે ધ્યાનમાં લેવાનું છે કે પુરાતન ઇરાની પ્રજા જ્યોતિશમાં માનતી હોવાથી હરકોઇ બીનાના સંબંધમાં ભવિષ્ય

ભાખવા માટે તેની મદદ તે શોધતી હતી. તેથી જગતના ઇતિહાસના સંબંધમાંબી તે તેનો ઉપ્યોગ કરતી હતી. એ માન્યતાને કારણે કોઈ વેળાએ તે પોતાની હંમેશની દ્રઢતાબી ખોઈ બેસ્તી અને તેથી પોતાનું બળવાન જોર વાપરવાનુંબી તે બાજુ મેલી આફ્ત હોરી લેતી. એવીજ સ્થિતિ સાસાની શાહાનશાહતના અંતે થઈ હતી. ક્રાઇસ્ટના સંબંધમાં જે કથા ચાલતી આવી છે કે તેમના જન્મની અગમચેતી ત્રણ જરથોસ્તી આએદોને થઈ હતી અને એક સેતારાની દોરવણી હેઠળ તેઓ બાળ ક્રાઇસ્ટને શોધતા પેલેસ્ટાઇન ગયા હતા, તે કથાનો પાયો જરથોસ્તી વિદ્વાનોમાં પ્રસરેલી જ્યોતિશની માન્યતા ઉપરજ રચાયલો હતો, જો કે તેઓ એમ કરીને એક પુર્ણ સત્ય ધર્મ-સ્થાપકનેજ શોધી શક્યા હતા એવું કશું એથી પુરવાર થતું નથી.

## જગતની આત્મિક હસ્તિનો જરથોશ્તી ઇતિહાસ

એ ઉપરાંત માજદયસ્ની ફિલસુફીમાં એક બીજી પણ માન્યતા ચાલતી હતી કે જગતની આત્મિક હસ્તિનો ઇતિહાસ બાર જમાનાઓમાં વહેંચાયલો છે. એ જમાનાઓને પાછલા લખાણોમાં "હજારા" કહેલા છે, પણ તેથી તે દરેક હજાર વર્ષોનાજ જમાના હતા એમ માની શકાતું નથી; કેમકે તેમ લેતાં ઇતિહાસીક બીનાઓના સનેઓ તેમાં બંધબેસ્તા આવી શકતા નથી.

## આત્મિક જીવનના ઇતિહાસના જમાનાઓ સંબંધની માજદયસ્ની ફિલસુફીની સમજણ

માજદયસ્ની ફિલસુફી પ્રમાણે એ બાર જમાનાઓમાંના પહેલા ત્રણમાં સર્વ આત્મિક હસ્તિ તમામ મંદ સ્થિતિમાં હતી; બીજીમાં તેમાં ભાન અને સ્વમાન આવતું ગયું અને અપો પરવરની મહેરથી તેમને શારીરિક અવસ્થા મલતી ગઈ અને તેને અંતે ગયોમર્ત યાને માણસાઈ હસ્તિ પ્રગટ આવી; એ પછીના ત્રણ જમાનાઓમાં માણસજાતના ટોળાઓનાં ભલાં ભૂંડાં અંગો વચ્ચે તેમજ સર્વ જગતમાં ભલાઈ અને બુરાઇ વચ્ચેનું જંગ જામતું રહ્યું, અને એને અનુસરીને ઝોહાક, અફ્રાસિઆબ, અર્જાસ્પ, અને સિકંદરના અઈયામોમાં બૂરાઇ પ્રબળ બની આર્ય પ્રજાને કષ્ટમાં નાંખવામાં સફળ થઈ, પણ તે દરેકને અનુક્રમે ફરીદુન, કએખુસરો, અસફન્દીઆર, અને અર્ષક જેવા માનવંતા અને બળવાન ઇરાની રાજ્યકર્તા કે શાહઝાદાઓએ વશ કરી પાછી આર્ય મહોટાઈ અને જાહોજલાલી બરપા કીધી.[1]

એ નવ જમાનાઓમાંના છેલ્લા જમાનામાં **માની** અને **મઝદક** જેવા દીન વિરોધીઓ ઉભા થયા તેમજ ખ્રિસ્તી ધર્મે જરથોસ્તી ઇરાનમાં પગપેસારો

---

૧ બુનદહેશ્ન, પ્ર. ૩૪.

કરવાના ભારી યત્નો કીધા. એથી બરપા થયલા દિલ અંતરોને કારણે સાસાની ઇરાનને વારંવાર ઘણું ખમવું પડયું હતું. એ નવમા જમાનાનો ⅔ ભાગ સાસાંની શાહાનશાહ અનોશેરવાનના સમયમાં આર્ય સર્વોપરીપણાં અને સંસ્કૃતિના જય સાથ સમાપ્ત થયો હતો.

મહાન અનોશેરવાનનાં રાજ્ય પછી પવિત્ર જરથુસ્ત્રના જમાનાના બાકીના ⅓ ભાગમાં ઇરાનને માંથે બૂરાઈનું જોર પાછું પ્રબળ થવા માંડયું,[1] અને એક પછી એક એવી આફતો તેના ઉપર આવી પડતી રહી છે કે તેવી આગળ કદી આવી ન હતી. અને તે સર્વ ૧૬૦૦[2] વર્ષો આગમચ ટળી શકે એમ નથી, એવું બુન્દહેશ્ન અને ઝંદે વોહુમન યસ્તનાં લખાણો પરથી જણાય છે, જો કે એ ૧૬૦૦ વર્ષો કયારથી ગણવાનાં છે તે ચોક્કસ જણાતું નથી. આ વીગત પ્રમાણે ૧૬૩૦ નાં એ ભેદી વર્ષમાં જરથોસ્તનો જમાનો પૂરો થનાર છે એમ કહેવામાં આવેલું છે,[3] કેમકે હુશેદર તેમના જમાનાનાં છેલ્લાં ત્રીસ વર્ષો આગમજ જન્મ લેનાર છે એવું ત્યાં કહેવામાં આવ્યું છે.

## અષો ધર્મની ઉન્નતિ સજીવન થવાના જમાનાઓ

ઉપલાં લખાણોથી વધુ સ્પષ્ટ રીતે એમ જણાય છે કે બૂરાઇનાં જોરથી પેદા થયલાં ભારી સંકટોનો જમાનો વિત્યા પછી અગીઆરમા જમાનાની ત્રીસ વર્ષો આગમચ જન્મેલા અને પવિત્ર જરથુશ્ત્રનાં તોખમથી ઉતરી આવેલા ભવિષ્યના પએગામ્બર હુશેદર બામીના યત્નથી અને તે જમાનાના આરંભમાં પ્રગટ આવનાર બેહરામ વર્જાવંદની યારીથી અને તે જમાનાના અંતે પ્રગટ આવનાર અષો અમર શાહઝાદા પેશોતન બામીની હમયારીથી ઇરાની અને જરથોસ્તી સર્વોપરીપણું જગતમાં પાછું સ્થપાતું જશે, અને બારમાં જમાનાની ત્રીસ વર્ષો આગમચ જન્મેલા અને પવિત્ર જરથુસ્ત્રનાં તોખમથી ઉતરી આવેલા બીજા ભવિષ્યના પયગામ્બર હુશેદર માહ એ સુધારાને આગળ ધપાવતા રહેશે અને તેમાં આગલા જમાનાને અંતે સજીવન થયલા અષો અમર શાહઝાદા પેશોતનની યારી મલતી રહેશે.

## બૂરાઇની આખેરી સમાપ્તિ—અષોઇનું હંમેશગીનું રાજ્ય

એ બારમા જમાનાને અંતે બૂરાઇ પાછું પોતાનું જોર અજમાવશે અને ઝોહાક છૂટો થઈ જગતમાં પાછી આફતો વર્ષાવશે, પણ અમર આર્યવીર સામ કેરશાસ્પ સજીવન થઇ તેનો પણ નાશ કરશે અને જગતમાંથી તમામ બૂરાઇ અને દુઃખ દૂર થઈ જશે. તે અંતે પવિત્ર જરથુસ્ત્રનાં તોખમથી પેદા

---

૧ જંદે બહમન યશ્ત, પ્ર. ૨, ફ. ૧૪,૨૧,૨૨.

૨ જં. બ. ય., પ્ર. ૩, ફ. ૪૪.

૩ દીનકર્દ, પુ. ૭, પ્ર. ૭, ફ. ૫૫.

થનાર ત્રીજા ભવિષ્યના પયગામ્બર "સઓષ્યાંસ" જગતમાં આવી સર્વ આત્માઓને સજીવન કરી જગતને બૂરાઇથી છેવટનું સાફ કરી નાખશે. અને "તનેપસીન" સ્થાપી જગતજનોમાં ભલાઇનું હમેશગીનું રાજ્ય સ્થાપન કરશે.[1]

ઉપલી બીનાઓ સંબંધમાં જરથોસ્તી સાહિત્યમાં ઘણીએક વિગતો આપવામાં આવી છે, તે સર્વેની તપાસ અત્રે લઈ શકાય એમ નથી. પણ ઉપર જણાવેલી બીનાઓ તેમજ આગળ જતાં આપણે થોડીક વધુ વીગતો જાણીશું તે સમજતાં હર કોઇ જોઈ શકશે કે એ વીગતો બીજા કોઇબી પયગામ્બરની વીગતને બંધબેસ્તી આવે એમ નથી. અને એવા કોઇના નાપાયાદાર હોવાથી દોરવાઇને કોઇએબી એવી બીજી દીન તરફ ખેંચાવું નજ જોઇએ.

## આપણા ભવિષ્યના પયગામ્બરોનાં અવસ્તા નામો અને તેમના અર્થો

આપણે ઉપર જોઈ ગયા છીએ કે આપણા ભવિષ્યના પયગામ્બરોનાં નામો આપણાં પાછલાં સાહિત્યમાં "હુશેદર બામી," "હુશેદર માહ" અને "સઓયાંસ" એ પ્રમાણે આપવામાં આવ્યાં છે. પણ પાક ફ્રવર્દીન યશ્ત પ્રમાણે એ નામોનાં પ્રથમ અવસ્તા સ્વરૂપો અનુક્રમે "ઉખ્ખ્યત્-ઋત," "ઉખ્ખ્યત્-નેમંહ્" અને "અસ્તવત્-ઋત" એ પ્રમાણે છે. એ અવસ્તા સ્વરૂપોના અનુક્રમે અર્થો "વધતી જતી અષોઇ," "વધતો જતો અષો પરવર તરફનો ભક્તિભાવ," અને "તનોમંદ અષોઇ" એમ થાય છે.

## છેલ્લા પયગામ્બર "સઓષ્યાંસ"નું મહાકાર્ય

છેલ્લાને "સઓષ્યાંસ"નું એટલે "તારણહાર"નું ઉપનામ પણ આપવામાં આવ્યું છે. એ ઉપનામ આપવાનું અવસ્તા પ્રમાણે એ કારણ છે કે 'એઓ સર્વ તનોમંદ હસ્તિનું તારણ કરનાર છે;' અને એમને "અસ્તવત્-ઋત" યાને "તનોમંદ-અષોઇ"નું નામ આપવાનું કારણ એ છે કે એમણે શારિરીક જીવન ધારણ કરેલું હોવાથી સર્વ શારિરીક હસ્તિને એ અમર બનાવી શકશે, કે જેથી તે હસ્તિ તનોમંદ માણસોની બૂરાઇનો અને અષોજનને નડતી બૂરાઇનો સફળ સામનો કરી શકશે.[2] 'અષો "સઓશ્યાંસ" સર્વને ડહાપણની દ્રષ્ટીએ જોશે, તે સર્વ નાશકારક જગતની બૂરી પ્રકૃતિને ભારી અણગમાથી જોશે, તે સર્વ શારિરીક હસ્તિને ભલી લાગણીથી જોશે, અને પોતાની ઇશ્વિરી દ્રષ્ટીનાં બળથી તેને અમર બનાવશે.'[3]

---

૧ દીનકર્દ પુ. ૭, પ્ર. ૯, ફ. ૧૫-૨૦; પ્ર. ૧૦, ફ. ૧-૧૧.

૨. ફ્રવર્દીન યશ્ત, ફ. ૧૨૯.

૩. ઝમયાદ યશ્ત, ફ. ૯૪.

 

## એ ભવિષ્યનાં પયગામ્બરોનાં માતાઓનાં નામોના અર્થનું તેમનાં કાર્યો સાથે બેસ્તા આવવું

એ ત્રણે અષો પયગામ્બરોનાં પવિત્ર માતાઓનાં નામો પણ પાક ફ્રવર્દીન યસ્તમાં આપવામાં આવ્યાં છે. "હુશેદર-બામી" એટલે "ઉખ્ખ્યત-ઋત"નાં માતાનું નામ "સ્રૂતત્-ફ્રેધ્રી" યાને "અષોઇને માન્ય રાખનાર પ્રકૃતિ પેદા કરનાર માતા,"[1] "હુશેદર-માહ" એટલે "ઉખ્ખ્યત્-નેમંઙ્હ"નાં માતાનું નામ "વંઙ્હુ-ફ્રેધ્રી" યાને "સદ્દગુણનો પ્રચાર કરનાર માતા," અને "સઓશ્યાંસ" એટલે "અસ્તવત્-ઋત"નાં માતાનું નામ "ઍરેદત્-ફ્રેધ્રો," યાને "અષો મહોટાઈ તરફ દોરવી જનાર માતા" એ પ્રમાણે જણાવવામાં આવ્યાં છે. છેલ્લાં અષો બાનુને "વીસ્પ-તઉર્વઈરી," યાને "સર્વ બૂરાઇ તોડનાર" એ ઉપનામ પણ આપવામાં આવ્યું છે, એ કારણે કે એ જે અષો જનને જન્મ આપનાર છે તે સર્વ બૂરાઇનો હંમેશ માટે નાશ કરનાર છે.[2]

## એ બાનુઓ કુમારિકાઓ હોવાં જોઇએ તેનો ભેદ

એ ત્રણે અષો બાનુઓને અવસ્તામાં "કન્યા" યાને "કુમારી" કહેવામાં આવ્યાં છે. અને તે સંબંધમાં ઝમયાદ યસ્ત[3] અને ફ્રવર્દીન યસ્ત[4] બન્ને પરથી દીસે છે કે અસંખ્ય ફ્રેરોહરો અને પાક ખુદાઈ ખોરેહ પવિત્ર જરથુ ત્રનાં અષો તોખમને સાચવી રાખે છે અને એ યસ્તો તેમજ બુનદહેશન[5] અને વંદીદાદ,[6] પ્રમાણે અષો રોશ્નીનાં સરોવર કાંસ્વીમાં સ્નાંન કરતાં એ બાનુઓનાં તનોમાં ઈશ્વરી શકિતથી એ અષો તોખમ ગૃહણ થવાથી એ અષો નરો એક પછી એક જન્મ લેનાર છે.

ક્રાઇસ્ટનાં માતા કન્યા કુમારી હતાં, એ તેમના પતિ હોવા છતાં ઉભી કરવામાં આવેલી કથાનું મુળ આ જરથોસ્તી બીના સાથે બંધબેસ્તું કરવા માટે ઉપજાવી કાઢવામાં આવ્યું હતું એમાં થોડોકજ સંદેહ હશે.

## અષો "સઓષ્યાંસ"ના પવિત્ર સહાયકો

વળી ફ્રવર્દીન યસ્ત[7] તેમજ પાછલાં લખાણોમાં કહ્યું છે તેમ પવિત્ર "સઓષ્યાંસ" ખનીરથનાં રોશન કેશ્વરમાં રહી પોતાનું કાર્ય સર્વ જગતમાં કરનાર હોવા છતાં "અર્જહિ," "સવહિ," "ફ્રદધફ્રષુ," "વીદધફ્રષુ," "વોઉરૂ-બર્શ્તિ" અને 'વોઉરૂ-જર્શ્તિ"નાં કેશ્વરોમાં અનુક્રમે "રોશન-ચઓષ્મન્," "હ્વર્-ચઓષ્મન્," "ફ્રાદત્-ખ્વર્નંઙ્હ," "વીદત્-ખ્વર્નંઙ્હ," "વોઉરૂ-નેમઙ્હ" અને 'વોઉરૂ-સવંઙ્હ" નામના અષો વ્યકિતઓ તેમને સહાય થશે.

---

૧. ફ્રવર્દીન યશ્ત, ફ. ૧૪૧. ૨. ફ્રવર્દીન યશ્ત, ફ. ૧૪૨.
૩. ફ. ૯૨. ૪. ફ. ૬૨. ૫ પ્ર. ૩૨, ફ. ૮.
૬. ફ્રગર્દ ૧૯, ૫. ૭. ફ. ૧૨૮.

## પહલવી દીની સાહિત્યમાં એ પયગામ્બરો સંબંધી આવેલી વધુ વિગતો

અવસ્તા પછીનું અગત્યનું સાહિત્ય પહલવી સાહિત્ય છે. દેખાઇતું છે કે જે અવસ્તા ગુમ થયા છે તેમાના કોઇનો ભાવાર્થ પહલવી લખાણોમાં સચવાયલો હોય; અને ખરેખર તેમજ છે. પવિત્ર સ્પેન્દ નસ્ક ગુમ થયો છે, પણ તેમાં સમાયલી વીગતોનો સાર દીનકર્દનાં સાતમાં પુસ્તકમાં સચવાઈ રહ્યો છે તે ઘણોજ અગત્યનો છે. એજ પ્રમાણે જરથોસ્તી ધર્મ અને પ્રજાનો ભવિષ્યનો ઇતિહાસ બહમન, ખોર્દાદ અને આસ્તાદ યસ્તોની જંદ, યાને તેમના વિષ્યો ઉપરનાં વીવેચનમાં લખાયલો હતો એવું પણ દીસે છે.[1] એ સર્વના આધારે હમોએ ઉપર કહ્યું છે તેમ એ પહલવી લખાણોમાનાં "દીનકર્દ" પુ. ૭, "જંદે વોહુમન યસ્ત," "બુનદહેશ્ન," દાદસ્તાને–દીનીક" અને "દીનકર્દ"નાં આઠમાં અને નવમાં પુસ્તકોમાં એ ત્રણે મહા અષો વ્યકિતઓ સંબંધી કેટલીક વીગતો આવેલી છે તેમાંથી તેમના સંબંધની થોડીક અવશ્યની નોંધો અત્રે આપેલી વાસ્તવિક થઇ પડશે.

## હુશેદર બામી સાથનો શાહ બહેરામ વર્જાવંદ અને અમર શાહઝાદા પેશોતનનો સંબંધ

ઉપર કહ્યું તેમ, એ લખાણો પ્રમાણે હુશેદર બામી અષો જરથુસ્ત્રનો જમાનો પૂરો થવાને ત્રીસ વર્ષ બાકી હશે ત્યારે સીસ્તાનના પ્રદેશમાં ફ્રઝદાંન સરોવરને કીનારે આવેલાં શહેરમાં જન્મ લેશે.[2] અને એમના શરીરમાંથી ખોરેહનો પ્રકાશ ઝળકાટ આપશે.[3] એજ વેળાએ વેરવીખેર વાળવાળા જનુની લોકોની સેના પૂર્વના પ્રદેશોમાં જણાશે અને પ્રજાજનોને એક કાળી નીશાન જણાશે. ત્રીસ વર્ષની વયે એ પરવરદેગાર સાથ વાતચીત કરતા થશે. એજ હીંગામે પુર્વના પ્રદેશમાં ચીનીસ્તાનમાં, અને કોઈના કહેવા પ્રમાણે હિંદુસ્તાનમાં, એક કયાંની તોખમના શાહઝાદા જન્મ લેશે જેમને બેહરામે વર્જાવંદનું નામ આપવામાં આવશે. તેમના જન્મ વખતે આકાશમાંથી એક તારો ખરશે, અને તેમના સમયમાં એક બાનુ રાજ્યકર્તા થશે.[4]

ત્રીસ વર્ષની વયે શાહઝાદા બેહરામ વર્જાવંદ હિંદુ અને ચીની પ્રજાઓની બળવાન સેનાઓ લઇ પોતાના વડીલોનું રાજ્ય પાછું લેવા નીકળશે. તેમને

૧. જુઓ જંદે વોહુમન યશ્ત, પ્ર. ૧, ફ. ૬.

૨. જં. વો. ય., પ્ર. ૩, ફ. ૧૩.

૩. દીનકર્દ, પુ. ૭, પ્ર. ૮, ફ. ૧.

૪. જંદે વોહુમન યશ્ત, પ્ર, ૩, ફ. ૧૪–૧૬.

બળવાન ઇરાની ટોળાઓનો ટેકો મલશે અને જે વેળાએ બ્રેસ્પતી ચઢતાં સ્થાને હશે અને શુક્ર હેઠો હશે ત્યારે એમને રાજ્યપાટ પ્રાપ્ત થશે.[1]

અષો અમર શાહઝાદા પેશોતન યઝદી શક્તિઓના આગ્રહથી જાગૃત થઈ શાહ બેહરામ વર્જાવંદનાં રાજ્યમાં અષો ધર્મને પાછો સ્થાપિત કરવાનું કામ બજાવશે.[2] પણ એ ઉપરાંત હુશેદરના જમાનાની અંતેબી; તે વેળાની બુરાઇઓને દૂર કરવા તે પાછા જાગૃત થતા હોય એમ જણાય છે, અને હુશેદર માહના જમાનામાંબી પોતાનું તે અષો કાર્ય ચાલુ રાખતા જણાય છે.[3]

## અષો હુશેદર બામી સંબંધી વધુ વિગતો

અષો હુશેદરબામી પરવરદેગાર સાથની મુલાકાતથી ફારેગ થયા પછી ખોર્શેદ દસ દીવસ સુધી સથંભ રહ્યા પછી એમની આગ્નાથી પાછા રાહપર આવશે, અને બેહરામ વર્જાવંદ અને સર્વ જગત એમની પયગામ્બરીનો સ્વિકાર કરશે, અને જગતમાંથી બૂરાઈ દૂર થઈ જશે.[4]

એ છતાં એમના જમાનાની અધવચે જગરેલથી આ જગત હેરાન થશે, પણ જમશેદના "વર"ને ખોલી પાછું તેને દરસ્ત કરવામાં આવશે.[5] એ પછી હુશેદરના જમાનાના અંત સુધી જગતમાં આબાદી અને અષોઇનો ફેલાવો થશે અને જાનવરોની ભારે બરદાસ્ત લેવામાં આવશે, અને જાનવરોને મારી ખાવાનું બંધ થતું જશે.[6] એ જમાનાના અંતમાં તુર્કી, અરબ અને રૂમી સેનાઓથી ઇરાન પ્રદેશ પાછો આફતમાં આવશે, પણ બીજા પયગામ્બર હોશદર માહના આવ્યાથી એ સર્વ સંકટો દૂર થઇ જશે.

## અષો હુશેદર માહ સંબંધી વધુ વિગતો

હુશેદર બામીનો જમાનો પૂરો થવાને ત્રીસ વર્ષો હશે ત્યારે હુશેદર માહનો જન્મ "વંઙહુ-ફ્રેધ્રી" નામનાં અષો કુમારીકાને પેટે ઇશ્વરી પ્રયાસથી થશે. એમનાં તનમાંથી પણ રોશન ઇશ્વરી ખોરેહ પ્રકાશશે. એમના સમયમાં પણ ત્રીસ વર્ષની વયે એ જ્યારે અમશાસ્પંદોની મુલાકાતથી પાછા ફરશે ત્યારે ખોરશેદ ૨૦ દીવસ થંભ રહેશે, તે એમની આગ્નાથી પાછા ચાલવા

---

૧. એજ ફકરો ૧૮.

૨. એજ, ફ. ૨૫-૪૩. ૩. એજ, ફ. ૫૧.

૪. દીનકર્દ પુ. ૭, પ્ર. ૭, ફ. ૫૫-૬૦.

૫. એજ, પ્ર. ૮, ફ. ૨-૪.

૬. એજ, ફ. ૫-૧૦.

માંડશે, અને જગત પાછું અષો ધર્મને માર્ગે ચાલતું થશે, અને જગતમાં ઉમદા ખવાસ, શાંતિ, સખાવત, અને આનંદનો ફેલાવો થશે.[1]

એમના જમાનાના અંતને ૫૩ વર્ષો હશે તેટલામાં જગતમાંથી માંસહારી ખોરાક દૂર થઇ જશે. માણુસો પહેલાં તરકારી ઉપરજ જીવશે, પછી માત્ર દૂધ ઉપર અને આયંદે અષો સઓષ્યાંસના આવ્યાની દશ વર્ષો આગમચ તો માત્ર પાણી પીનેજ તેઓ જીવી શકશે. વળી એમના જમાનામાં દુઃખ દરદોના ઉપાયો એટલા બધા સંપૂર્ણ થશે કે મોતને લગભગ દૂર કરી શકાશે.[2]

એ સુખી જમાનાને અંતે અધર્મીપણું ફેલાવાથી પાછી બૂરી શક્તિ છેલ્લું જોર અજમાવશે અને ઝહહાક છૂટો થઇ જગતનો નાશ કરવા માંડશે. પણ અષો શક્તિઓ સામ કેરેસાસ્પને પાછા જાગૃત કરશે અને તે ઝહહાકનો નાશ કરી જગતમાં પાછી શાંતિ અને સુખ ફેલાવશે.[3]

## અષો "સઓષ્યાંસ" સંબંધી વધુ વિગતો

"હુશેદર માહ"ના જમાનાના અંતને ત્રીસ વર્ષ બાકી હશે ત્યારે ઋદત્‌-ફ્રેધ્રી નામનાં અષો કુમારીકાને પેટે ઇશ્વરી પ્રયાસથી ખનીરથના રોશન પ્રદેશમાં અષો "સઓષ્યાંસ"નો જન્મ થશે.[4] તેમનાં આંગમાંથી અતિ ઝળકાટ ભર્યું ઇશ્વરી ખોરેહ પ્રકાશશે. એ ત્રીસ વર્ષની વયે પહોંચશે ત્યારે ખોરશેદ ત્રીસ દીવસ સુધી થંબ થઇ રહ્યા હશે તે એમની આજ્ઞાથી પાછા પોતાનો માર્ગ લેશે, અને સર્વ જગત અષોઇની રાહ ઉપર આવશે.

અષો સઓષ્યાંસ પોતે તો માત્ર મિનોઇ ખોરાક ઉપરજ જીવશે જ્યારે એમના સમયનાં પહેલાં ૧૭ વર્ષોમાં જગતજનો અનફળાહાર ખોરાકજ ખાશે, એ પછીનાં ત્રીસ વર્ષો દરમ્યાન તેઓ માત્ર પાણી ઉપરજ જીવશે, અને છેવટનાં દસ વર્ષો દરમ્યાન તેઓ મિનોઇ ખોરાક ઉપરજ રહેશે.

એમના મહા અષો પ્રયાસથી સર્વ જગતમાંથી હર પ્રકારની બૂરાઇ દૂર થઇ જશે. સર્વ મુવેલાંઓ સજીવન થશે, તેઓ સર્વ આત્મિક કસોટીમાંથી પસાર થઇ પાક થશે, અને આયંદે સર્વ જગતનું "તનેપસીન" થઇ તે હરહમેશનું અશો અને મિનોઇ આનંદ ભોગવતું થશે.[5]

---

૧. દીનકર્દ પુ ૭, પ્ર. ૯, ફ. ૧–૬.

૨. એજ. ફ. ૭–૯.

૩. એજ. ફ ૧૦–૧૪.

૪. બુન્દહેશ્ન, પ્ર. ૯, ફ. ૬.

૫. દીનકર્દ પુ. ૭ મું, પ્ર. ૧૦ મું.

ઉપર જણાવેલી કેટલીક વીગતો આપણી સમજમાં ન આવી શકે તેવી અને કેટલીક અચંબો પમાડે એવી છે. પણ આપણાં પવિત્ર લખાણોમાં તે આવી છે તેમજ તે સર્વ અત્રે રજુ કરી છે. એ છતાં એમનો ખુલાસો કોઇ બીજા સમયે આપી શકીશું.

## એમાના કોઇએ પયગામ્બર હજી પ્રગટ આવ્યા નથી, એટલા માટે એમના સંબંધીના કોઇના પણ દાવા આપણે માનવા નજ જોઇએ

એ ગમે એમ હોય: પણ આટલું તો એ વીગતો ઉપરથી સ્પષ્ટ છે કે એમાં જે ત્રણ માનવંતા અષો પએગામ્બરોની અને તેમના જમાનાઓની હકીકત આપી છે, તેવા જમાના કે તેવા મહા અષો જનોનો જગતને હજી અનુભવ થયો નથી. એ ત્રણે મહા સમયોમાં જરથોસ્તી દીન અને ઈરાની પ્રજા પાછી પોતાની આગલી મહોટાઇએ પહોંચનાર છે તે સાસાની જમાના પછી હજી આપણને સાંપડી નથી; એટલે એવા પેગામ્બરો આવી ગયા છે અને તેમને આપણે માનતા થવું એવું કોઇ કહે તો તે સરિયામ પાયા વગરનું છે, અને કોઇબી શ્રધ્ધાળુ જરથોસ્તીએ એવા નાપાયાદાર દાવાને મચક આપવું જોઇતું નથી.

## એ પયગામ્બરો આપણને વધુ શ્રદ્ધાળુ, વધુ અષો, અને વધુ મિનોઇ આનંદ ભોગવતા જરથોશ્તીઓ બનાવવાજ આવશે

હમોએ ઉપર કહ્યું તેમ પવિત્ર જરથોસ્તી ધર્મ હરહંમેશની ઉત્તમત્તા ધરાવે છે, તે ઉત્તમત્તા સજીવન કરવા જે મહા અષો આત્માઓ આવનાર છે તે કાંઇ આપણને જરથોસ્તી દીનનો ત્યાગ કરી કોઈ નવી દીન અખ્ત્યાર કરવા કહેનાર નથી. તે સર્વ તો આપણને વધુ શ્રધ્ધાળુ, વધુ અષો, અને વધુ મિનોઇ આનંદ ભોગવતા જરથોસ્તીઓ થવાજ આપણને દોરવશે. અને ત્યારે પણ આપણે એજ ભણતા રહીશું કે:—

"રૂડી માઝદયસ્ની દીન જે મહાજ્ઞાની ખુદાને માને છે અને ભજે છે,
તે સૌથી રાસ્ત ફિલસુફી છે, અને મહાજ્ઞાની ખુદાવંદની અષો બક્ષેશ છે.
તે રૂડી અષો દીન અને સૌથી રાસ્ત ફિલસુફી નેકીનોજ માર્ગ બતાવનારી છે,
સદગુણને અતિ આગળ વધારનાર છે અને હરેક બુરાઇને સાફ કરી
નાખનારી છે.

તે જે કાંઇ અર્પણ કરે છે તે ખુદાપાકની દરબારમાં તુરત સ્વિકારાય છે.
તે અર્પો ઉત્તમતાથી ભરેલી અને મહા ઉચ્ચ લક્ષણો ભરી છે.
એવી રૂડી અષો દીન અને સૌથી સત્ય ફિલ્સુફીને
હમો હમારો જીવજાન અર્પણ કરી દીએ છીએ।"[1]

અને ત્યારે પણ આપણે એમજ કહેતા રહીશું કે :—
"અહા કેવો આનન્દ!
હમો માટે સ્પિતમ જરથુસ્ત્ર જેવા મહા ભકતજન જન્મ્યા છે;
જે જરથુસ્ત્ર આભાર દર્શીત પવિત્ર ભેટો સાથે
અને રૂહાની ઉચ્ચતાએ પહોંચવાનાં ચિન્હો પાંથરીને,
અષો મિનોઈ શકિતઓ સાથ હમારો પવિત્ર સંબંધ સ્થાપશે,
અને હમને ખુદાઈ સુખ મેળવી આપશે;
અને રૂડી માઝદયસ્ની દીન સર્વ હફ્તકેશ્વરમાં ફેલાશે
અને તેમાં અષો વ્યવસ્થા પાંથરશે."[2]

---

૧. દીન યશ્તનો શરૂનો ભાગ.
૨. ફ્રવર્દીન યશ્ત, ક. ૯૪.



## ધી બોમ્બે એસોશીએશનની નેમો
## નીચે મુજબ છે:—

(ક) સંસારિક તથા ધાર્મિક મેળાવડા અને બીજા સાધનો મારફતે જરથોશ્તી આલમમાં એખલાસ, એકદીલી, અને ઐકયતાનો વધારો કરવો, અને ભાઇબંધી વધારવી; તેમજ તેઓના લાભ માટેના સંસારિક, આર્થીક, ઉદ્યોગીક, ધાર્મિક, આરોગ્યતા, કેળવણી, અને સ્વબચાવ સંબંધી, સવાલો હાથ ધરવા.

(ખ) જરથોશ્તીઓમાં આપસ આપસમાં કાંઇ કંકાસ યા ઝઘડો ઉભો થાય તો તેનો ખાનગીમાં લવાદ મંડળ મારફતે ફેંસલો કરવા.

(ગ) ગરીબ જરથોશ્તીઓને લગન, નવજોત જેવા પ્રસંગે બની શકે તો મદદ કરવી.

(ઘ) લાચાર જરથોશ્તીઓને બની શકે તો મદદ કરવી.

(ચ) જરથોશ્તી બાળકોમાં નૈતીક તેમજ શારીરિક સુધારા અર્થે તેઓમાં ભાષાણો, ગાયણો, તેમજ અંગબળની કસરતોની હરીફાઈ કરાવવી.

(છ) કોમને લગતા કોઇપણ અગત્યના સવાલો વેળા જરૂરી ઘટતાં પગલાં ભરવાં, અને જરૂર જણાય તો મુંબઇની પારસી પંચાએતના ત્રસ્ટી સાહેબોને અનજુમનની સભા બોલાવવા ઘટતાં પગલાં લેવા અરજ કરવી, તથા જે બીજા ઉપાય વાજબી લાગે તે લેવા.

(જ) મંડળીની નેમને પેશ પડતી કેતાબોનાં લખનાર તથા પ્રગટ કરનારાંઓને ઉત્તેજન આપવું.

(ઝ) લાયક જરથોશ્તીઓની કદરશનાસી કરવી.

(ટ) આ ઉપરાંત બીજું હરેક પ્રકારનું કોમ હીતકારી કામ કરવું.

### સભાસદોનું લવાજમ.

| | | |
|---|---|---|
| ડોનરો | ... ... ... | રૂ. ૧૦૦૦) |
| પેટ્રનો | ... ... ... | રૂ, ૫૦૦) |
| હૈયાતી સુધીના | ... ... | રૂ. ૫૧) |
| વાર્ષિક | ... ... ... | રૂ. ૧) |

આ ચોપાનીઉં મી૦ દીનશાહ ચાપુરજી મસાની મુંબઇનાં ફોર્ટમાં નં૦ ૬૯, બેંક સ્ટ્રીટ ક્રોસ લેન ખાતે ધી ફ્રેશ-ગઈ આ. પ્રેસમાં છાપ્યું છે, અને મેજર સોહરાબ રૂ. બામજી, તે બોમ્બે પારસી એસોસીએશનના ઓન જનરલ સેક્રેટરિએ ૭/૧૦ એલ્ફીન્સ્ટન સરકલ, મુંબઇ મધ્યે પ્રગટ કર્યું છે.

**PER BOOK-POST.**

To,

______________________

______________________

______________________

______________________

From

**THE BOMBAY PARSI ASSOCIATION,**

C/o. Mr. V. A. Taraporvala,

Architect,

7-10, Elphinstone Circle, Fort,

BOMBAY.